# મહાન મુસાફરી.

શત્રુનો સંહાર કરવા અને વિજય વાવટો ફરકાવવા મારૂં મન ઘણા દિવસ થયા તલ્પી રહ્યું હતું પણ લાચાર મારે કોની મદદથી શત્રુ સામે લડવા જવું આવા વિચારથી વિજયપુરની રળીઆમણી બજારમાં ચાલ્યો જતો હતો, એવામાં મારૂં ધ્યાન ચુકતાં હું એક ગાડીના ઝપાટામાં આવી ગયો. તે ગાડીમાં આ શહેરના દિવાન સાહેબ બીરાજ્યા હતા. તેઓને મારા પ્રત્યે નજર પડતાં દયા ઉત્પન્ન થઇ ને મને બોલાવી પોતાની ગાડીમાં બેસારી આ શહેરની બહુનામી બજારમાંથી ગાડી એકદમ ચલાવી દીધી હું જેવા એક સાધારણ માણસને દીવાનસાહેબની ગાડીમાં જોઇ સર્વ લોકો એક નજરથી જોઇ રહ્યા, ગાડી એકદમ આ શહેરના રાજાના બંગલા પાસે જઇ ઉભી રહી. અમો નીચે ઉતરી બંગલામાં ગયા ત્યાં સુવર્ણ સીંહાસનપર મહારાજા બીરાજ્યા

હતા. હું તે જોઇ હૃદયમાં બહુ હર્ષીત થયો ને દંડવત નમસ્કાર કરી જમીન ઉપર બેસી ગયો રાજાએ દીવાનજીને પૂછયું કે આ માણુસ કોણુ છે? ત્યારે દીવાનજીએ જવાબ આપ્યો કે મારી ગાડીના ઝપટમાંથી બચેલો એક ગરીબ પ્રાણી છે. આવું સાંભળી રાજાની દ્રષ્ટિ મારા પ્રત્યે અમીમય ભરેલી જોવામાં આવી ને મને મહારાજાએ કહ્યું કે તું મારા પાસે રહીશ? ત્યારે મેં જવાબ આપ્યો કે આ નવલ આપની સેવા કરવામાં કદિ પાછો નહીં પડે. રાજાએ કહ્યું તો તું આજથી મારા પાસે રહેજે ને મારે આવતી કાલે દરીયાનો છેડો શોધવા નીકળવાનું છે તો તું મારી સાથે ચાલજે. મેં ઘણા આભારની સાથે મંજુર કર્યું, બાદ રાજાના હુકમથી દરીયાઇ મુસાફરીને લાયક મારા માટે પણ પોશાક તૈયાર કરાવ્યો ને બીજે દીવસે મોટી સ્વારીમાં રાજાની સાથે અંબાડીમાં બેસી ગાજતે વાજતે અમો તથા સર્વ સાથે આવનાર માણસો સહીત દરીયા કીનારે આગબોટ પાસે ગયા. આગબોટને મેં જોઇ તો અંદર અનાજ, પાણી ને રાજ્યના વૈભવ પ્રમાણે અનેક વસ્તુઓનો સંગ્રહ કરેલો હતો. આગબોટપર સોનેરી રૂપેરી વાવટા ફરકી રહ્યા છે, જાતજાતનાં વાજીંત્રો વાગી રહ્યાં છે ને દેશમાં દીવાળી જેવો દીવસ ખીલી રહ્યો છે, આગબોટોમાં જુદા જુદા પ્રકારના કલાસો ગોઠવેલા હતા જેમાં રાજાની બેઠકમાં તરેહવાર પુષ્પનાં કુંડા, જાત જાતનાં ચીત્રો, મખમલથી મઢેલાં કોચ

ખુરસીયો, વીજળીક રોશની તથા વીજળીક પંખાનો પવન ફરફર આવી રહ્યા છે. આવી સુંદર બેઠક જોઇ હું તો ચકીતજ થઇ ગયો. પછી હું અને મહારાજા આરામથી બીરાજ્યા બાદ આગબુટ ચલાવવાનો કપતાનને હુકમ આપતાં એકદમ સીટી કરી આગબોટ ઉપડવાની તૈયારીમાં હતી એવામાં રાણીઓ, કુંવર, કુંવરીઓ, દાસ દાસીઓએ આગબોટને રોકી રાજાને ન જવા માટે બહુ આજીજી કરી સમજાવ્યા કે જીવનું જોખમ શા માટે ઉઠાવો છો? અનેક રાણીઓ રોવા લાગી ત્યારે રાજાનું મન પીગળી ગયું અને દીલગી-રીની સાથે તેઓ પાછા ફર્યા અને મને બહાદુર નવલ કહી બોલાવી કહ્યું કે હું રાજ્યમાં પાછો જાઉં છું પણ મને ભરૂસો છે કે તું દરીયાનો છેડો શોધી ત્યાંની દરેક નવી બાત મને આવીને કહીશ માટે જા હું તને હુકમ કરૂં છું કે આ કામ ફતેહ કરી પાછો તુરત વળજે. રાજાના આવા શબ્દો સાંભળી દીલગીરી સાથે હું તેમનો હુકમ માથે ચડાવી ચરણુ સ્પર્શ કરી આગબોટમાં બેસી આથમણી દીશા તરફ રવાના કરી દીધી. હું તો વિધવિધ પ્રકારના વૈભવો ભોગવતો નિત નિત દરીયાનાં નવીન પાણી નીહાળતો દીવસો વ્યતીત કરતો હતો. એક દીવસ છ માસને આશરે સંધ્યાકાળે હું આગબોટના ઉપરના ભાગમાં હવા ખાવા બેઠો હતો એવામાં એક રતી સમાન રમણી, પરી સમાન પ્રેમદા મારી દ્રષ્ટિગોચર થતાં મેં આગબોટને એકદમ રોકી તેને નમ્રતા

સાથે પ્રશ્ન કર્યો કે હે કામિની તું કોણ છે ? તેણે જવાબ આપ્યો કે હું દરીયાની દેવી છું પણ તું આ વિશાળ સમુદ્રમાં ક્યાં ચાલ્યો જાય છે ? ત્યારે મેં કહ્યું કે હે દેવી હું આ દરીયાનો છેડો શોધવા જાઉં છું તો કૃપા કરી મને રસ્તો બતાવશો કે દરીયાનો છેડો કયે રસ્તેથી નજીક આવશે. દેવીએ ઉત્તર આપ્યો કે તું અહીંથી સીધો ચાલ્યો જા ને આજથી છ માસે તને એક મારી બ્હેન મળશે તે તને ખુલાસો આપશે, આટલું કહી તે દેવી અદ્રષ્ય થઇ ગઇ. પછી આગબોટ રવાના કરી દીધી, બાદ બે માસને આશરે વરસાદ, વીજળી અને દરીયામાં બહુ જંગી મોજાઓ આવવા લાગ્યા આવા દુઃખદ દીવસો ગાળી માંડ માંડ આગબોટને સહીસલામત ચોમાસું વીતાવી પેલી દેવીનાં કહેવા પ્રમાણે છ માસ પુરા કર્યા ને બીજે દીવસે પ્રભાતમાં પુર્વે મળેલાં દેવીનાં મોટાં બ્હેન અત્યંત રૂપ ધારણ કરી દરીઆનાં પાણીપર બીરાજ્યાં હતાં તેને જોઇ મને કાંઇક અજબ આશાઓ બંધાઈ મેં તેમને હાથ જોડી નમ્ર સ્વરે વિનંતી કરી કે હે દયાળુ દેવી મને પહેલાં મળ્યા હતાં તે કોણુ ? અને આપ કોણ ? દેવીએ જવાબ આપ્યો કે તે મારી નાની બ્હેન હતી પણ હે નીડર પુરૂષ તું કોણુ છે ને કયાં જાય છે ? પાછો વળ, દરીયાનો છેડો કોઇ પામ્યા નથી ને પામશે પણ નહીં. તે સાંભળી મેં કહ્યું કે દેવી પ્રભુ પદ શું તે સંસારી જીવો નથી જાણતા પણ જ્યારે સંસારપર તેને ખરેખરો તીરસ્કાર

આવે છે ત્યારે પહાડીપંથ કાપી મહાસમુદ્ર ઓળંગી પ્રભુ-પદને પામે છે તો તે વિકટ પંથ પાસે આ મહાસમુદ્ર શી વિશાતમાં છે? મારા આવા શબ્દો સાંભળી દેવીએ પ્રતિ-ઉતરમાં એટલુંજ કહ્યું કે પુત્ર તારી મહા મમતા બંધાએલી છે તો કહું છું કે તું બીજા છ માસ ચાલ્યો જા એટલે મારી મોટી બ્હેન તને મળશે તે તને દરેક વાતથી વાકેફ કરી સરળ રસ્તો બતાવશે. આટલું કહી તે દેવી અદ્રષ્ય થઇ ગયા બાદ ત્યાંથી આગબોટને મેં આગળ ચલાવી દીધી. રસ્તામાં લાલ, લીલાં, કાળાં, પીળાં એવાં અનેક જાતનાં પચ-રંગી પાણી જોવામાં આવ્યાં તે પણ ઓળંગી હું આગળ ચાલવા લાગ્યો છ માસની મુદત પુરી થતાં પેલી દેવીના કહેવા પ્રમાણે વિશાળ દેવીના મને દર્શન થયાં. આનું અતી વિક્રાળ રૂપ જોઇ હું હેબકાઇ ગયો ને દીલમાં બહુ દેહશત ઉત્પન થઈ લો પણ હીંમતની સાથે મેં નમ્ર અવાજે પ્રશ્ન કર્યો કે હે દેવી આપનાં બે બહેનો મને મળ્યાં તેનાં દર્શન અને આપનાં દર્શન કરતાં અત્યંત આનંદ થાય છે. પણ હે માયાળુ માતા મારૂં કાર્ય તો આપ જાણતાં હશો તો હે દેવી મને સત્ય રસ્તો બતાવશો તો હું આપનો આભારી થઇશ અને મારા રાજા પાસે પણ હું મહાન ભાગ્યશાળી ગણાઇશ ત્યારે દેવીએ જવાબ દીધો કે હે બાળક તું અહીં-થી પાછો વળ કારણ કે આ જે દરીયો તું ઓળંગી આવ્યો તે તો બહુ શાન્ત હતો પણ હવેનો દરીયો તો બહુ વીકટ

છે, વળી આ દરીયાનો સોમો ભાગ પણ તેં કાપ્યો નથી. જે તને મારી નાની બહેન 'મળી હતી તે મગરના માથા ઉપર બેઠી હતી ને બીજી મળી તે પીઠ ઉપર બેઠી હતી, ને હું પુછડી ઉપર બેઠી છું. આટલું કહી તે દેવીએ વિશાળ રૂપ ધારણ કરી મગરની પુછડી હાથમાં લઇ બહાર કાઢી બતાવી, બાદ અસલ સ્વરૂપમાં આવી મને કહ્યું કે આવાં મગરોનો તો દરીયામાં સુમાર નથી, માટે હે બાળક પાછો વળ આટલું કહી દેવી અદ્રસ્ય થઇ ગયાં. દેવીનાં આ-વચનો સાથે ચમત્કારીક બાબતો જોઇ હું તો ચકીત થઇ ગયો, પણ મારા મનને થયું કે દશ વરસના ખોરાકમાંથી માત્ર દોઢ વરસનો ખોરાક ઓછો થયો છે, માટે પાંચ વર-સનો ખોરાક બાકી રહેશે ત્યારે હું પાછો વળીશ આવા વિચારથી મેં આગબોટને એકદમ સપાટા સાથે પવનવેગે. રવાના કરી દીધી બે વરસ સુધી હું વિશાળ દરીયામાં ચાલ્યો ગયો. રસ્તામાં કોઇ જગે પાણી પથ્થર સમ આવ્યું હશે ત્યાં રોકાઇ પાણી પીગળ્યા બાદ ચાલ્યો હઇશ તો કોઇ જગાએ દિવસ છતાં અંધકાર જોવામાં આવ્યો ત્યાં પણ હીમતથી આગળ ગયો. હવે સમુદ્રનો રંગ બદલાયો. પહાડ-સમ પાણી ઉંચું જોવામાં આવ્યું ત્યાં પણ હું આગબોટને લઈ ગયો. ઉપર જતાં પાણી એકંદર અતીશય નીચું જોવામાં આવ્યું. હવે શું કરવું આ વિચારમાં હું અતી ગરકાબ થઇ ગયો ત્યારે મારા બચાવ માટે સમુદ્રમાં તરી શકાય તેવાં રબરના સાધનો મેં મારા કબજામાં લઇ લીધાં બાદ આગબોટને આગળ ચલાવતાં

પાણી એવું જોવામાં આવ્યું કે જેમ ડુંગરપરથી જમીન નીચે જોવામાં આવે તેમ જોયું ને આગબોટને નીચે ઉતારતાં પાણીના ભયંકર મોજામાં અથડાઈ એક કડાકાની સાથે આગબોટ તુટી સમુદ્રમાં સમાઇ ગઇ તેની સાથે મારા સાથીઓ પણ ડુબી ગયા. હવે હું વિશાળ સમુદ્રમાં તરવાનાં સાધનો સાથે અતીશય દુઃખી થવા લાગ્યો. રાત દીવસનું મને ભાન રહ્યું નહીં. આવી રીતે ઘણા દીવસો વીતી ગયા. હું તરવાના સાધનોમાં બરાબર બંધાઈ ગયો હતો ને મારા શરીરની શુદ્ધિ હું ભુલી ગયો. બાદ એક કીનારે સહી સલામત નીકળ્યો. મારી બેશુદ્ધિમાં મને કાંઈ પણ ખબર નહોતી એવામાં દરીયા કીનારે ફરવા નીકળેલાં વેંતીયા મનુષ્યો આવ્યાં અને મને કોઇ રાક્ષસરૂપે ગણી ડરવા લાગ્યાં. કોઇ નજીક આવતું નહોતું. આ વાત ગામમાં પ્રસરી જવાથી હજારો વેંતીયા માણસો એકઠાં થઇ ગયાં. બાદ મેં શુદ્ધિમાં આવીને જોયું તો અનેક વેંતીયા મનુષ્યે મને ઘેરી લીધો હતો. મારૂં શરીર હલતું જોઇ તેઓ જીવ બચાવવા વીખરાઇ ગયા એવામાં ત્યાંના રાજાની ગાડી આવી પહોંચી. જેમાં રાજા, રાણી અને તેમના કુંવર બીરાજ્યા હતા. ગાડીમાં ઘોડા જનમેલાં બકરીનાં બચ્ચાં જેવડા હતા તેની પાસે સર્વે રઇયત એકઠી થઇ મારા સંબંધની વાત કરવા લાગી. રાજાએ વિચાર કર્યો કે આ કોઇ અસુર નહીં પણ મનુષ્ય હોવો જોઈએ એમ ધારી ગાડીમાંથી રાજા રાણી કુમાર નીચે ઉતરી

તેના સાથીઓ સહીત મારા તરફ આવ્યા. આ સમય હું સંપુર્ણ શુદ્ધિમાં હતો તે સર્વને મેં જોયા તો તેઓના હાથમાં બીડી જેવડી બંદુકો, મરચાં જેવડી તલવારો અને પેનસીલ જેવડાં ભાલાં આવું સૈન્ય જોઇ મને બહુ હસવું આવ્યું અને તેની સાથે આનંદ પણ થયો બાદ વેંતીયા રાજાએ મને પોતાની ભાષામાં કાંઇ પુછયું પણ હું સમજ્યો નહીં પણ સાનમાં મેં પાંચ આંગળાં મુખે લગાડી કહ્યું કે હું ભુખ્યો છું. ત્યારે રાજાના માણસોએ હથીયાર મીયાન કર્યાં ને તેને મારા ઉપર બહુ દયા આવતાં ઘોડેસ્વારોને હુકમ કર્યો કે જાઓ કંદોઇની દુકાનેથી તેના માટે ખાવાનું લાવો. સ્વારો ગયા બાદ હું, રબરના સાધનોથી છુટો થઇ હુશીયારીમાં બેઠો ત્યાંતો દશ મનુષ્યો માથાપર મીઠાઇના ટોપલાઓ ઉપાડીને આવ્યા. તે એક એક મીઠાઇનો ટોપલો આપણા વાટકા જેવડો હતો. પાંચ પાણીના હાંડા આવ્યા તે હાંડા આપણા કળશીયા જેવડા હતા. સર્વ મીઠાઇ મારા પાસે મુકી અને પાણીના હાંડા પાસે કળશીયા તથા ગલાસો મુકયા. કળશીયામાં પાણી પાંચ રૂપીયાભાર સમાય ને ગલાસમાં પાણી બે રૂપીયાભાર સમાય આવડાં વાસણો હતાં. બાદ મેં ઘણા આનંદની સાથે ખાધું પીધું. પછી રાજાએ મને શાનથી કહ્યું કે તું મારી સાથે ચાલ ત્યારે હું ઉઠીને તેમની ગાડી પાસે ગયો. ગાડીમાં રાજા રાણી કુમાર બીરાજ્યા ને હું ગાડીની બાજુમાંજ ચાલવા લાગ્યો કારણ કે ગાડીમાં હું

એકલો પણ સમાઉ નહીં ને નાજુક ઘોડા મારો ભાર ખેંચી પણ શકે નહીં. ચાલતાં ચાલતાં શહેરનો દરવાજો આવ્યો, ગાડી દરવાજામાં ગઇ પણ મને તો દરવાજો નાનો પડયો, જેથી મારી કમર જેટલો કિલ્લો ઉંચો હતો તે કુદી હું ગામમાં ગયો. મારી પધરામણીની વાત પ્રસરી રહી હતી જેથી લાખો નરનારીઓ મારી દ્રષ્ટીગોચર થવા લાગ્યાં. અહા! આ વખતનો મારો આનંદ ને રૈયતનો અનંદ કાંઇ અલૌકીકજ જોવામાં આવ્યો. પ્રભુની કેવી દયા કે આવો અમોલો વખત મને દેખાડયો. જોતજોતામાં રાજાનો મહેલ આવ્યો તે મારા જેટલો ઉંચો હતો. જેમાં ચાર મજલા હતા. હવે મારે કયા મકાનમાં રહેવું એ એક વિચારવા જેવું થઇ પડયું. રસ્તે ચાલતાં લાખો માણસોની વસ્તીમાં મને એવું લાગ્યું કે જાણે નટ પગમાં લાંબા વાંસ બાંધી ચાલતો હોય જેથી સર્વના ઘર નીચાં લાગે તેમ મને સર્વનાં ઘર ગોઠણ જેવડાં કોઇ કમર જેવડાં તો કોઇ છાતી સુધીના મહેલ ઉંચા જોવામાં આવ્યા. દરેક માણસો મારો ભય છોડી મારા પગ પાસે હરવા ફરવા લાગ્યા ને તેનાં છોકરાં છોકરીઓ તો તદન નાજુક કાચની પુતળી જેવડાં જોવામાં આવ્યાં. તેઓને મારી બે આંગળીથી ઉપડી મારા હસ્તમાં બેસાડતો હતો. હવે આ વાત બાજુ મુકી હું આગળ ચાલું છું. મને રહેવા માટે કોઇ મકાન ન મળતાં છેવટે એક મોટામાં મોટા દેવળનાં ખુલ્લાં ભાગમાં રેઠાણુ મળ્યું, વેંતિયા રાજાને મારી ધાસ્તી

લાગતાં રાત્રીના બાર વાગતાના સુમારે મને મારવા લશકર સાથે લાવી આવી પહોંચ્યો પણ તેઓના ભાલાં કે બંદુકની ગોળીયે મને કાંઇ અસર કરી નહિ આખરે મેં એકએકને પકડી પછાડી ઘણાનો નાશ કર્યો આખરે તે રાજા મારાથી હારી મને અગણીત ઝવેરાત આપી માફી માગી જેથી તેના ઉપર દયા આવતાં મેં તેઓને છોડી દીધા. આ વેંતિયા મનુષ્યો બહુ હુનરી હતા હવામાં ઉડવાના વિમાનો તેઓ બહુ સારા બનાવતા હતા જેથી એક સારા વિમાનમાં બેસી હું આ દેશ છોડી વિદાય થયો આ વિમાનનો વેગ એક કલાકે એક હજાર માઇલનો હતો હું ટુંક દિવસમાં જર્મન ઉપર આવી પહોંચ્યો ઉપરથી નજર કરતાં સર્વે મનુષ્યો મદોનમસ્ત જોવામાં આવ્યા જેથી મેં વીમાનમાંથી કેટલાક બોમ્બ ગોળા ફેંકી લાખોનો સંહાર કરતો ચાલ્યો ગયો બાદ બે ચાર દિવસે એક બીજા શહેર તરફ નીકળ્યો. આ સમયે વિમાનમાં જોઇતું આગ પાણી તથા મારા માટે ખોરાક થોડા રહ્યા હતો જેથી હું સમુદ્રને કિનારે શહેરની નજદીકમાં વિમાનને ઉતારી બેઠો બાદ સમુદ્રમાં નજર કરતાં એક એક આગબોટ આસરે એક માઇલ લાંબી તથા પા માઇલ ઉંચી જોવામાં આવી વળી કિનારા ઉપરના વ્રક્ષો પણ બહુ વિશાળ જોવામાં આવ્યા થોડીવાર થઇ ત્યાંતો ત્યાંના મનુષ્યોને આવતા જોઇ હું હેબકાયો કારણ કે તેઓ આપણાથી વીસ ગણા ઉંચા ને પહોળા જોવામાં આવ્યા આ

## ભયંકર જીવલેણ દરદો.

# સંગ્રહણી ( ઝાડા ), સુવારોગ.

સંગ્રહણી (ઝાડા), અતિસારના ઝાડા, પેટમાં આંતરડાના સડા, દુખાવો, હોજરીમાં બિગાડથી અપચો, ચુંક, આંકડી વિગેરે, લોહી. પરુના આમ–મરડા, ખાધેલા ખોરાકનું સત્વ–રસ નહિ થતાં પેટમાં ઝેર રૂપ બિગાડ થઇ જવો, તેથી અશક્તિ વધવી, અજીર્ણથી મોંમાં ગરમીના છાલાં પડવાં, વારંવાર મોઢું આવી જવું, કાયમની કબજીયત રહેવી, લોહીનું પાણી થઇ જવું, લોહી ઉડી જઇ શરીર ધોળું પુણી જેવું થઇ જવું, મગજ તથા હાથ પગની શક્તિ ખોટી થઇ જવી, કમળાથી શરીર પીળું પચકાઇ જઇ લોહી તવાઇ જવું, સોજા, અમ્લપિત્ત–ખાધા પછી ઉલટી થઇ ખાટા પાણી નીકળવા, સુવારોગ, પેટમાં લોહીની ગાંઠ, છોડ, અને કેટલીએક સાધારણ બાબતમાંથી મોટું રૂપ પકડયું હોય તેવા જીવલેણ રોગો જેવા કે જીર્ણજ્વર, સન્નિપાત, ધાતુક્ષય, શરીરમાંથી નહિ ઉતરતા ઝેરી તાવ અને જડઘાલી બેઠેલા ગરમી તથા શરદીના રોગોમાં ઇન્જેકશન કરાવ્યાં હોય, નસોમાંથી લોહી કઢાવીને પરિક્ષા કરાવી હોય, છતાં પણ રોગો કાબુમાં ન આવતાં હોય એવા જીવલેણ જડઘાલી બેઠેલા રોગોથી તમારાં સગાં વહાલાંની જીંદગી જોખમમાં આવી હોય અને છેલ્લી ઘડીએ ગભરાયા હો, તથા આસપાસના કહેવા ઉપરથી મમતને મમતમાંજ અથવા ચાલુ જમાનાની ફેશનના સંજોગોથી એકજ પોતાના ફેમીલી

દાક્તરની વાતપર વિશ્વાસ રાખી બેઠેલા હો, કે પેટન્ટ દવાઓ કરીને થાકયા હો, ચોતરફથી તમારા હાથ હેઠા પડયા હોય, તમારી શ્રીમંતાઇનાં સઘળાં સાધનો વાપરી ચુકયા છતાં ભયંકર કેસોમાં કયાંય નાંખી નજર ન પહોંચતી હોય અને ગભરાઇને છેવટના સંસ્કાર તરીકે ફક્ત ધર્મક્રિયા કરવીજ બાકીરહી હોય તેવા પ્રસંગે તમારા કોઇ હિતેચ્છુ અમારી દવા કરવાની ભલામણ કરે તો બાજી બગડેલી હોવા છતાં આખરના ઉપાય તરીકે અમારી સલાહ તમોને ઉપયોગી થઇ પડશે. જો કે આયુષ્ય તો ઇશ્વરજ આપી શકે છે, પણ ભલભલા નામાંકિત દાકતરો પાસે લાંબા દિવસ સુધી દવાઓ કરાવ્યાં છતાં પણ સારૂં નહિ થયેલું અને ઉદર વ્યાધિ (પેટના દરદો) માં વિલાયતિ દવાઓ કરાવવામાં કચાશ નહિ રાખેલી અને છેવટે એપેન્ડીસાઇટિસ (હોજરી બિગાડથી થતા આંતરડાના સડા) ના દરદમાં એપેન્ડીક્ષમાં ઓપરેશન કરાવી હેરાન હેરાન થયેલા અને મરણના મુખમાં સપડાયેલા એવા અનેક દરદીઓને પરમેશ્વરની કૃપાએ અમોએ સારા કરેલા હોવાથી અમારે હાથે જશ મળે છે. અમારા બહોળા અનુભવથી અને સાચી સલાહ અને દવાના પ્રતાપે **સંગ્રહણી ( ઝાડા ), સુવારોગ અને ધાતુ ક્ષય વિગેરે ભયંકર રોગો મટાડનાર તરીકે મુંબાઇ અને અમદાવાદમાં અમારૂં નામ પ્રસિદ્ધ થઈ ચુકયું છે.**

પંચ ત્યાં પરમેશ્વર તે કહેવત પ્રમાણે અમદાવાદ અને મુંબાઇની અમારી બન્ને દવાશાળાઓમાં આવીને જુદી જુદી કોમના સંખ્યાબંધ દરદીઓની થતી ગીરદીમાં અરસપરસ પુછવું કે તમારૂં દરદ કેવું હતું, કયાં કયાં દવાઓ કરાવી થાકેલા અને હાલમાં અહિં કેટલા

દિવસથી દવા કરાવો છો અને તેથી હવે તમોને કેમ છે? વિગેરે દવા લેવા આવનારાઓમાં પુછી ખાત્રી કરવી. અને કેળવાયેલા વર્ગના સદગ્રહસ્થો, શ્રીમંતો, સરકારી અમલદારો, જજ્જો, બેરીસ્ટરો અને વેપારીવર્ગનાં જુદી જુદી કોમના-હીંદુ, મુસલમાન, પારસી, વ્હોરા વિગેરે ગૃહસ્થોએ અમોને ઇનામો તથા સર્ટીફીકેટો-ખાત્રીપત્રો આપેલાં છે તે વાંચી ચોકસાઇ કરવાથી તમોને પુર્ણ સંતોષ થશે. અને **તેથીજ અમારી નામનાનું મુખ્ય કારણ આપને સમજાશે.** અને આપ હર્ષભેર અમારી દવા કરાવશો એવી અમોને ખાત્રી છે. **દુનિયા સાચું કામ કરનારને માને છે. અને છેવટે વિજય પણ તેનોજ છે.**

મધ્યમ વર્ગ માટે માસીક દવાની પ્રથમ ફી રૂ. ૫ સદગ્રહસ્થો માટે માસીક દવાની પ્રથમ ફી રૂ. ૧૫, ધનાઢ્ય ગ્રહસ્થો માટે માસીક દવાની પ્રથમ ફી રૂ. ૫૦, શ્રીમંત લક્ષાધિપતી મહાશયોની માસીક દવાની પ્રથમ ફી રૂ. ૧૦૦, ગરીબ નિરાધાર, સાધુ સંતને કોઇ સખી ગ્રહસ્થ તરફથી ખોરાકનો બંદોબસ્ત કરી આપશે તો દવા મફત આપવામાં આવે છે.

## વૈદ્ય હરિશંકર લાધારામ.

**સંગ્રહણી (ઝાડા), સુવારોગ અને ધાતુક્ષયના ખાસ વૈદ્ય.**

**મુંબઈ-ભુલેશ્વર સામે-ત્રીજા ભોઇવાડાને નાકે-દવાશાળામાં.**

દર રવિવારે અને સોમવારે મેળાપ થશે, ત્યાર બાદ બાકીના દિવસોએ મેળાપ કે પત્ર વહેવાર અમદાવાદ દોશીવાડાની પોળે કરવો.

માણુસો વેંતિયાની માફક મને ઘેરી વળ્યા સંધ્યાકાળ હોવાથી ત્યાંના રાજા રાણી ગાડીમાં બેસી ફરવા નીકળ્યા હતા. માણુસોનું ટોળું જમા થયેલું જોઇ તુરત ગાડી ઉભી રાખી રાજાએ માણુસોને પુછયું, ત્યારે જમા થએલા માણુસોએ મારી હકીકત કહી સંભળાવી. રાજાએ તેઓને હુકમ કર્યો કે તેને મારી પાસે લાવો. ત્યારે એક માણુસે મને ઉપાડી રાજાના હાથમાં આપ્યો, રાજાએ મને પોતાના હાથની હથેળીપર બેસાડયો ને રાજા રાણી વીચાર કરવા લાગ્યાં કે આપણું જનમેલું બચ્ચું પણ આનાથી ચારગણું મોટું હોય. વળી તે ઉઠી બેશી શકે નહીં, આતો તદન નાનું છે. આપસમાં વાતો કરતાં રાણીએ રાજાની હથેળીમાંથી મને પોતાની હથેળીમાં લીધો ને પોતાના ખોળામાં રમતા કુંવરને બતાવી રમાડવા લાગી કુંવર બેસતાં શીખેલો હતો પણ મારાથી ચાર ગણો મોટો દેખાતો હતો આમ રમત ગમત કરતાં રાજાનો મહેલ નજીક આવ્યો. ગાડીમાંથી ઉતરી મને રાણીવાસમાં લઇ ગયા. ભાઇઓ! આ માણુસો પ્રમાણે ગાડી ઘોડા પણ વિશાળ હતા. ગાડી આસરે આપણી સ્ટીમ્બર જેવડી હતી ને તેને તાણુનારા ઘોડા પણ તેવડાજ હતા. રાણીવાસમાં ગયા પછી દિવસ અસ્ત થયો, રાત્રે વાળુ કરવા હું તેઓની સાથે બેઠો અને સાથે મળી ભોજન કર્યું. સુવા સમય થયો ત્યારે એક સોનાના પાંજરામાં મને પુરી અધર ટાંગી દીધો. આવી રીતે રાણી અને કુમાર સાથે મેં અનેક દહાડા વિતાવ્યા.

એક દિવસ રાણી ગાડીમાં મને સાથે લઈ દરીયે ફરવા ગયાં, દરીયો નજીક આવતાં ગાડીમાંથી નીચે ઉતર્યાં, દાસીએ પીંજરૂં હાથમાં લીધું પણ મને બહાર કાડયો નહિ. દાસીએ પીંજરૂં જમીન પર મુકયું ને દાસી તથા રાણી આપસમાં હાસ્યવિનોદ કરતાં હતાં એવામાં મે મારા હાથવતી પીંજરૂં ખોલી નાખ્યું અને જયાં મારૂં વિમાન હતું ત્યાં જઇ હું વિમાનારૂઢ થઇ વિદાય થયો રાણી દાસી સર્વ જોઇજ રહયા અને હું તો શહેર ઉપર બોમગોળા ફેંકતો શહેરને સળગાવી વિદાય થયો તેઓની પાસે પણ વિમાન હતાં પણ મને પકડવા તઈયારી કરતાં રાત્રી પડી ગઇ અને હું દુર ચાલ્યો ગયો જેથી તેઓને મારો ભેટો થયો નહી પણ મેં એક તોપના ગોળાએ તે વિમાનને પાડી નાખ્યું બાદ બીજે દીવસે સીલ-ન્ડમાં થોડાં આગ પાણી રહયા હતાં તે ખલાસ થયાં અને વિમાન એકદમ મહાસાગરમાં જઈને પડયું આ વિમાન સમુદ્રમાં ડુબ્યું નહી પણ અર્ધ ભાગ બહાર રહેતાં હું તેના ઉપર બેસી રહયો બીજે દિવસે ત્યાંથી એક ટંગીયા મનુષ્ય-નું વહાણ પોતાના દેશ ભણી જતું મારી નજરે પડયું મેં કપડું બતાવતાં તેઓ મારા તરફ આવ્યા અને મને પાણીમાંથી વહાણમાં લઇ લીધો. મેં વહાણમાં ગયા બાદ નજર કરી જોયું તો દરેક માણસો એક પગના હતા. આ લોકોના દેશમાં એવો કાયદો હતો કે બે પગનું મનુષ્ય જોવામાં આવે તો તેને ખાઇ જતા. આ વિચારો કરતાં તેઓએ નિશ્ચય કર્યો કે